# માંથ્ર-વાક.

અથવા

## માંથરેવાંણી કેહનાર

એટલે

જરથોસતી લોકોનાં બાળકોને જરથોસતી ધરમને
લગતી બાબદો, તેઓની સકુલની કેળવણીને
અનુસરતી રીતે જંદ અવસતાના કલાંમોને
આધારે શીખવવા માટેની ચોપડી.

ભાગ ૧ લો.

બનાવનાર
**રુસતમજી પાલનજી પટેલ.**

**મુંબઈ**
અલાયન્સ પ્રીંટીંગ પરેસ, નાં૦ ૭ મરીન ઇસટરીટમાં
કાવશજી પેશતનજી પ્રીંટરે છાપીઉંછે.

સને ૧૨૫૦ યજદજરદી તથા ૧૮૮૧ ઈસવી.

**કીમત આના ચાર.**

# માંથ્ર-વાક.

અથવા

## માંથરેવાંણી કેહનાર

ઈઆને

જરથોસતી લોકોનાં બાળકોને જરથોસતી ધરમને
લગતી બાબદો, તેઓની સકુલની કેળવણીને
અનુસરતી રીતે જંદ અવસતાના કલાંમોને
આધારે શીખવવા માટેની ચોપડી.

---

ભાગ ૧ લો.

---

બનાવનાર

**રુસતમજી પાલનજી પટેલ.**

---

**મુંબઈ**

અલાયન્સ પ્રીંટીંગ પરેસ, નાં૦ ૭ મરીન ઇસટરીટમાં
કાવશજી પેશતનજી પ્રીંટરે છાપીઊછે.

---

સને ૧૨૫૦ યજદજરદી તથા ૧૮૮૧ ઈસવી.

---

**કીમત આના ચાર.**

# MANTHRAVAKA.

OR

## TEACHER OF THE HOLY RELIGION.

A SMALL RELIGIOUS TRACT FOR THE USE OF

**PARSEE CHILDREN.**

COMPATIBLE TO THEIR MODERN

PRIMARY EDUCATION.

FOUNDED ON

WORDS AND DOGMA OCCURING IN THE

ZEND-AVESTA.

**PART I.**

BY

RUSTOMJEE PALONJEE PATEL.

Bombay:

PRINTED AT THE "ALLIANCE PRINTING PRESS,'

No. 7, Marine Street, Fort.

BY COWASJEE PESTONJEE PRINTER.

Y. 1250.

A. D. 1881.

# દીબાચો.

"માંથર-વાક" નામનું આ નાનું પુસતક માહરા અભેઆસની ફકટ શરૂઆતની અજમાયશ તરીકે મેં સને ૧૮૭૭ નાં વરસની અધવચમાં લખીઉં હતું. એ બાહાર પાડવાની મારી બે મુખય નેમ છે. એક તો, આપણાં નાનાં બાળકો દીનની ફરજોમાં દાખલ થાય એટલે સુદરેહ-કુસતી પેહરે તે અગાઉ, તેમજ તે પછી થોડો વખત સુધી તેમને હેમાંથી ચોકશ અગતનું ધરમનું તત્વ-જ્ઞાન મળે. અને બીજું તો, એ વાંચવાથી કેળવણી પાંમેલી જુવાન પારસી અબલાઓનો ધરમ-અભયાસ તરફ શોખ વધે. વળી, ધરમની બાબદો શીખવા તરફ બચાંઓની વળાંગ વધારે લલચાવા માટે, તેમનું મન રીજે અને તેઓને રમુજ તથા સવાદ મળે એવી તદબીર તરીકે, ખાવા પીવાની ચીજોનાં તથાં પેહરવાનાં કપડાંનાં નામો તથા હેવીજ બીજી સંસારી બાબદોને આ ચોપડીમાં મેં ખામખા મેલી છે.

આપણા માનવંતા તરણે દસતુરજીઓને એ પુસતક તપાસી જોવાની અરજ કીધા ઉપરથી ફકત દસતુરજી સાહેબ જાંમાસપજી મીનોચેહરજીએ મેહેરબાં-

નીની રાહે તજદી લઇને તપાસી જોયુંછે અને પોતાને હાથે કેટલોક સુધારો અને ફેરફાર કરાવી આપેઓ છે તેથી હું તેવાણુનો જાહેર રીતે ઉપકાર માનું છું. એજ પરમાણે અતરેના એકાદ-બે જાણીતા દીનચુસત અને માન પામેલા કાબેલ બેહદીન સાહેબોને વંચાવીને કેટલોક ઘટતો સુધારો કરવાની સલાહ મેલવી છે. એટલું છતાં, પેહલી શરૂઆત તરીકે, મારે હાથે હેમાં ઘણીએક ખાંમીઓ થએલી જણાય, તો તે વીશે હું વાંચનારાઓની અને મુખય કરીને નુકતેચીન ગરહસથોની દરગુજર ચાહું છુ.

મુંબઈ, જુન
સને ૧૮૮૧.

**રૂ૦ પા૦ પટેલ.**



# આ પુસતકની અગતને માટે દસતુરજી સાહેબ જામાસપજી મીનોચેહેરજીએ મને લખી જણાવેલો અભીપરાય.



{ મુંબઈ, રોજ ૬ઠો માહ ૮મો શેહનશાહી
સને ૧૨૪૭ યજદેજરદી.

**ભાઈજી સાહેબ,**

**રૂશતમજી પાલનજી પટેલ જોગ.**

સાહેબ,

જરથોસતી ટોલાનાં બાળકોને, સુદરેહ કુસતી પેહેરાવેઆ આગમજ, મજદયસની ધરમને લાયકનું તત્વ-જ્ઞાન હાંસલ થઈ શકે એવી ગોઠવણથી તમોએ બનાવેલાં "**માંથર-વાક**" નામનાં પુસતકના ૧ લા ભાગનું નાહનું ચોપાન્યુ જે તમોએ ગયા મહીનાના મેહેરેસપંદ રોજે ચીઠી સાથે અમારી ઉપર તપાસને માટે મોકલીઉં છે તે અમોએ વાંચી તપાસી જોયું છે. તે ઉપરથી અમો જણાવીએ છીએ કે અતીઆર સુધી કેટલાક હેરબદ વીદીઆરથીઓએ જે ધરમ સંબંધી ચોપડીઓ બાળકોને શીખવવા માટે પરગટ કીધી છે તે વધારે સહમજમાં આવેલાં બચાંઓને લાએકની છે; પણ પાંચથી આઠ વરસની કુમલી વએનાં બાલકોને

અને તેમની સહુમજને માફક આવતી રચનાની ધરમ સંબંધી ચોપડીઓ પરગટ થવાની હાલના વખતમાં જે **મોટી અગત** છે, તે કેટલેક દરજજે તમારાં **"માંથર-વાક"** પુસતકના આ ભાગથી પુરી પડશે અને સુદરેહ પેહેરવાને માટે તઇઆર થતાં બાળકોને માટે **બચીતજ વધારે ઉપયોગી અને બંધ બેસતો થઇ પડશે.** એ ચોપાન્યા મધે સુધારો અને ફેરફાર કરવાને તમોએ તમારી ચીઠીમાં અમોને સુચના કીધી છે, તે વીશે જણાવીએ છીએ કે, તમો પોતે તજદી લેઇને અમારે તાંહાં આવશો તો અમારી હરેક ફુરસદને વખતે તમારી પાસે તે વંચાવીને જે કાંઈ ફેરફાર કરવા જોગ બાબદો હશે તે વીશે મોહડેથી સુચનાઓ કરીશું. હાલે એજ મકસદ.

લા૦ દોઆગો,

**જામાસપજી દસતુર મીનોચેહેરજી**

ની દોઆએ દેરજીવશની કબુલ ફરમાવવીજી.



# ગાથા.

૧. (પેગમબર) જરથોસતે અહુરમજદને પુછીઉં કે: અએ **અહુરમજદ! આકાશવાસી! સર્વથી પવીત્ર!** હાડમંદ દુનીઆંના **પેદા કરનાર! અશો!** જે વાંણી તેં મને કહી છે, કે જે (તુંએ) આકાશની અગાઉ, પાણીની અગાઉ, જમીનની અગાઉ, ગોશપંદોની અગાઉ, ઓરવરો (ઝાડપાન) ની અગાઉ, (તું) અહુરમજદના છોકરા (એટલે પેદા કીધેલા આતશની અગાઉ, અશો (પવીત્ર) માણસ (ગઈઓમરદ) ની અગાઉ, બદ ખસલતના દેવો (કે જેઓ ગુમરાહ દીલના છે તેઓ) ની અગાઉ, અને માણસ જાતની અગાઉ, (તથા) તમામ હાડમંદ દુનીઆં (પેદા કીધી તે) ની અગાઉ, અને સરવે ભલી ચીજો જે અહુરમજદે પેદા કીધેલી છે કે જેઓનું મૂળ પવીત્ર છે, તે સરવેની અગાઉ પેદા કીધેલી હતી તે કહી વાંણી છે ઓ અહુરમજદ!

૨. ત્યારે અહુરમજદે જવાબ દીધો કે: અએ પવીત્ર જરથુસત! **અહુનવરના કલાંમનો** જે ભાગ મેં (અહુરમજદે) તુંને શીખવેઓ છે તે ભાગ તે હતો કે જે આકાશની અગાઉ, પાણીની અગાઉ, જમીનની અગાઉ, ઓરવરોની અગાઉ, આતશ કે જે

(હું) અહુરમઝદનો બેટો છે તેની અગાઉ, અશો મરદની અગાઉ, દેવો કે જે બદ ખસલતનાછે તેઓની અગાઉ, અને માણસ જાતની અગાઉ તથા તમામ હાડમંદ દુનીઆંની અગાઉ, અને સરવે ભલી ચીજો જે (મેં) અહુરમજદે પેદા કીધેલીછે કે જેનું મૂળ (અસલ), પવીત્ર છે તેની અગાઉ પેદા કીધેલો હતો. (યાને સઉથી પેહલાં અહુરમજદે માંથરેવાંણી પેદા કીધી હતી અને પછી દુનીઆંની સઘલી ચીજોને જનમ આપેઓ હતો). જુવો ઇજિશનેનો હા૦ ૧૯ મો.



## પાક ખોદા સાહેબની મદદથી.

### પાઠ ૧લો.

### દાદાર અહુરમજદ વીશે.

#### ભાગ ૧લો.

**સવાલ**—આપણા જરથોસતી ધરમમાં પાક ખોદાતાલાનું નામ શું છે?

**જવાબ**—દાદાર અહુરમજદ.

**સ**—દાદાર અને અહુરમજદ બોલોનો અરથ શું?

**જ**—દાદાર એટલે પેદા કરનાર, અહુર એટલે સાહેબ અને મજદ એટલે માહ ગનેઆંની અથવા સઘલું જાંણનારો.

**સ**—દુનીઆંમાં સરવે ચીજોને કોણે પેદા કીધીછે?

**જ**—દાદાર અહુરમજદે.

**સ**—આપણને કોણે પેદા કીધાંછે?

**જ**—દાદાર અહુરમજદેજ. તેજ સાહેબે આપણો આકાર ઘડીને જાંન આપેઆછે તથા આપણું પાલનબી તેજ કરેછે તથા રાત અને દીવસ આપણી સંભાલબી તેજ લીએછે.

**સ**—દાદાર અહુરમજદ આપણે સારૂં બીજું શું કરેછે?

જ—આપણાં પાપ અને શવાબની તપાસ રાખેછે.

સ—આપણને બંદગી કોણની કરવી જોઇએછે?

જ—દાદાર અહુરમજદની.

સ—બંદગી કીંહા કલામોથી કરવી?

જ—પવીતર માંથરવાંણીના.

સ—માંથરવાંણી શાંને કેહછે?

જ—અવસતાના કલામોને.

સ—દાદાર અહુરમજદનું અવસતામાં શું નામ છે?

જ—દથુશો અહુરહે મજદાઓ.

સ—એમ કાંહાં લખેલું છે?

જ—યજશનેના ૧લા હામાં.

સ—દાદાર અહુરમજદ કાંહ રેહછે?

જ—તે સાહેબ સઘળી જગોએ અને સરવેની આગલજ છે અને તે આપણને જોયછે, પણ આપણે તેને જોઇ શકતા નથી.

સ—આપણે દાદાર અહુરમજદને જોઇ શકતા નથી તેનું કારણ શું?

જ—કારણકે તે સાહેબ ઘણોજ પવીતર અને અતીશે નુરાંની ભરેલો તથા ગેબીછે.

સ—ગેબી એટલે શું?

જ—અનદેખઇતો.

## પાઠ ૨જો.

## દાદાર અહુરમજદ વીશે.

### ભાગ ૨જો.

**સ**—દાદાર અહુરમજદે આપણને પેદા કીધાછે તેનુ કારણ શું?

**જ**—કારણકે આપણે હંમેશાં તેની બંદગી અને તાબેદારી કરીએ.

**સ**—દાદાર અહુરમજદની બંદગી કરવી એટલે શું?

**જ**—તેણે મોકલેલો બરહક મજદયસની ધરમ જે પેગમબર સાહેબ અશો જરથોસત લાવેઓછે તેના ફરમાન પરમાણે અવસતાના કલામોની મારફતે દરરોજ પાક દીલ સાથે એકાંતપણે બેશીને તેની શેતાએશ અને તારીફ કરવી તથા તેની આગલ આપણું સર નમાવવું અને તેની સરવે શકતીને બેશક કરીને માનવી.

**સ**—દાદાર અહુરમજદની તાબેદારી કરવી એટલે શું?

**જ**—આપણા પેગમબર સાહેબની મારફતે તેણે જે ભલી મજદયસની દીન મોકલીછે તેનાં સરવે ફરમાનો પરમાણે ચાલવું અને સઘલાં સારાં કામો કરવાં અને પવીતરાઇથી જીંદગી ગુજારવી.

**સ**—પવીતરાઇ એટલે શું?

**જ**—**સફાઈ, સુગડાઇ, ખાલેશી, અને નીરમલતા.**

**સ**—દાદાર અહુરમજદે દીન આપીછે તેની નેમ શું ?

**જ**—તે દીનમાં આવેલી સરવે બાબદોનો પુરતો અમેઆશ કરીને તે વાકેફગારીનાં બલથી તે સાહેબની કરાંમતો અને કારીગરીની બોહલી પીછાન કરવી તથા તેની મોટાઇની વાકેફગારી મેલવીને તેની પેદા કીધેલી સઘલી નેઆંમતોનો સારો ઉપયોગ કરીને પુરતું સુખ ચેન ભોગવવું.

**સ**—દાદાર અહુરમજદે આપણે માટે શું શું પેદા કીધુંછે ?

**જ**—તેણે આપણે માટે તરેહવાર સુખો સરજેઆં છે.

**સ**—તે કેહવી રીતે ?

**જ**—બચપણમાં આપણું પાલન કરવા તથા સંભાલ લેવાને તેણે આપણાં માબાપને સરજેઆંછે.

**સ**—દાદાર અહુરમજદે આપણે માટે બીજું શું પેદા કીધુંછે ?

**જ**—આપણા દમમાં લેવાને ચોખી હવા તથા જનમતાંના વારમાં આપણું પોશન કરવા આપણી માતાનાં થાનમાં દુધ પેદા કીધુંછે.

**સ**—હવા કાંહથી આવેછે ?

**જ**—હવા સરવે જગોએ પંથરાએલી છે.

**સ**—હવાનો રંગ કેહવો છે ?

**જ**—હવાને કાંઇ રંગ નથી તેથી તે આપણી આંખે દેખાતી નથી.

સ—દાદાર અહુરમજદે આપણે માટે બીજું શું પેદા કીધુંછે?

જ—આપણને પીવાનું નીરમળ પાંણી.

સ—પાંણીથી આપણને બીજાં શું ફાયદા થાયછે?

જ—દરરોજ સહવારે નાહવાથી તથા બપોરે, સાંજે અને રાતે હાથ મોહડું ધોઇને સાફ કીધાથી આપણું શરીર ચોખું રેહછે અને સુખાકારી વધેછે.

સ—પાણીથી બીજા શું શું ફાયદા થાયછે.

જ—આપણાં મેલાં કપડાંને ધોબીઓ ધોઇને ધોતાં ફુલ જેવાં બનાવી લાવેછે તે પેહરવાથી આપણા જીવને કરાર લાગેછે તથા ગરમીના દહાડામાં રસતા પર અને બાગ બગીચાઓમાં પાણી શીપેઆથી આપણા જીવને તાહડક વલેછે.

સ—જો પાણી નહીં હોયતો શું થાય?

જ—દુનીઆં ટકી શકેજ નહીં અને સઘલી ચીજો નાશ પાંમે.

સ—આપણે માટે દાદાર અહુરમજદે બીજુ શું શું પેદા કીધુંછે?

જ—ખાવાને સારૂ ચોખા, દાલ અને ઘઉં, જુવાર, બાજરી, ચણા, મસુર, વટાણા વગેરે સઘલો અનાજ.

સ—તારે શું આપણે દરરોજ ચોખા, દાલ અને ઘઉં ખાઇએ છીએ?

જ—નહીંજી. ઘઉંને તથા પટની ચોખાને તથા જુવારને દલીને તેહના આટાની રોટલી ખાઇએ છીએ અને બીજા ઘાટી બેગારી અને ગરીબ લોકો બાજ-

રીના આટાની રોટલી ખાયછે અને ચોખા તથા દાલની ખીચડી તથા ચાવલ વગેરે રાંધીને જમીએ છીએ.

સ—દાદાર અહુરમજદે આપણને ખાવાને માટે બીજી શું શું ચીજો પેદા કીધીછે?

જ—ફરૂટ એટલે મેવો અને તરકારી.

સ—આપણે ફરૂટ શાને કહીએ છીએ?

જ—તરબુજ, કેલાં, દાડમ, નારંગી વગેરે.

સ—શું દાદાર અહુરમજદે એટલીજ જાતની ફરૂટ પેદા કીધીછે?

જ—નહીંજી, બીજી ઘણી જાતની છે.

સ—તેઓનાં નામ દેઓ?

જ—પપેનાસ, અનીનાસ, કેરી, મીઠાં લીબુ, મોસમબી, સપરજન, અંજીર, જાંબુ, લીલી દરાખ, કાકડી, ખરબુચાં, ચીભરાં, ખજુર, આલુ, અખરોટ અને બદાંમ.

સ—તરકારી શાને કહીએ છઇએ?

જ—કંદ, સુરણ, પતેતા, દાધી, ભીડા, પાપરી.

સ—શું દાદાર અહુરમજદે એટલીજ જાતની તરકારી પેદા કીધીછે?

જ—નહીંજી. બીજી ઘણી જાતનીછે.

સ—તેઓનાં નાંમ દેઓ?

જ—કોબીચ, હુલકર, સલગમ, ફરેંચબીન, વેંગણાં, કોહરાં, તુરીઆં, કારેલાં, તથા કંટોલાં અને જાત જાતની ભાજી વગેરે. એ શીવાય જુદા જુદા દેશોમાં બીજીબી પુશકલ જાતની તકરારી પેદા કીધેલીછે.

**સ**—અનાજ, મેવો અને તરકારી એ સરવે કાંહા પાકેછે?

**જ**—ખેતરોમાં તથા ઝાડ ઉપર.

**સ**—જો દાદાર અહુરમજદ આપણને ખાવાનો અનાજ, મેવો અને તરકારીનાં ઝાડો પેદા નહીં કરે તો શું થાય?

**જ**—આપણને કાંઇબી ખાવાનું નહીં મળે અને આપણે ભુખે મરી જઇએ.

## પાઠ ૩જો.

## દાદાર અહુરમજદ વીશે

### ભાગ ૩જો.

**સ**—દાદાર અહુરમજદે આપણે માટે બીજું શું શું પેદા કીધુંછે?

**જ**—રૂ, ઉન, તથા રેશમ.

**સ**—રૂ, ઉન તથા રેશમ એ સરવે શાને માટે પેદા કીધુંછે?

**જ**—કપડાં બનાવવા અને આપણાં બીજાં સુખોને માટે.

**સ**—રૂનાં શું શું કપડાં બનેછે?

**જ**—મલમલ, લાંગ કલાઠ, દોરીઆ, ગાજ, સીટીંગ, છીંત, તથા પગમાં પેહરવાનાં મોજાં અને બીજું.

**સ**—આપણે જે કપડાં પેહરીએ છઇએ તે શાનાં શાનાં બનેછે?

**જ**—મલમલ, દોરીઆ તથા ગાજના સદરા બનાવીએ છઇએ; લાંઝ કલાઠની દગલીઓ અને લેંગા બનેછે; છીંતનાં બદીઆનો; અને ધોલીઆપર પાંથરવાની ચાદરો તથા બચાંને સુવારવાની જોરી અને માથાં બાનાં એ સરવે રૂમાંથી વણેલાં કપડાનું બનેછે.

**સ**—રૂથી આપણને બીજા શું શું ફાયદા થાયછે?

**જ**—તલાઇ અને તકીઆ બનેછે, કે જેથી આખો દીવસ થાકેલાં શરીરને રાતે આશાએશ મળે અને રૂનો દોરો આપણાં કપડાં શીવવાનાં કાંમમાં આવેછે. એ શીવાય જાંમા, પીછોડી અને પદાંન બનેછે.

**સ**—દાદાર અહુરમજદે ઉન શામાં પેદા કીધુંછે?

**જ**—ગેટાં તથા મેઢાંના બાલમાં.

**સ**—ઉનમાંથી શું શું બનેછે?

**જ**—દગલા, પાટલુન અને બદીઆનને માટે બનાટ, ફલાલીન તથા આલપાકા અને ગરમ મોજાં, તથા બંદુશો અને ધાબલીઓ વગેરે.

**સ**—દાદાર અહુરમજદે રેશમ શામાં પેદા કીધુછે?

**જ**—એક જાતના કીડાના પેટમાં કે જેને રેશમના કીડા કેહછે.

**સ**—દાદાર અહુરમજદે રેશમના કીડા કીહાં દેશમાં પેદા કીધાછે?

**જ**—ઘણું કરીને ચીનમાં તથા યુરોપખંડના કોઇ કોઇ ભાગોમાં.

**સ**—દાદાર અહુરમજદે રેશમ શામાટે પેદા કીધુછે?

**જ**- આપણાં શોભઇતાં અને સુંદર કપડાં બનાવવા માટે.

**સ**—રેશમનાં શું શું કપડાં બનેછે?

**જ**—કીનખાબ, અલેચા, પાજ, તનછોઇ, ઘાત, સાટીન અને એ વગેરે.

**સ**—તેમાંથી શું શું કપડાં બનેછે?

**જ**—અલેચા તથા કીનખાબની ટોપીઓ, પાજ અને અલેચાની માટીડાની ઇજારો, તથા ઘાત, પાજ અને સાતીનની બઇરાંની ઇજારો તથા સાડીઓ અને છોકરાંઓનાં જભલાં વગેરે.

**સ**—તનછોઇનું શું શું બનેછે?

**જ**—પોલકા, પેટીઓ અને ટોપી.

**સ**—જો આપણે માટે દાદાર અહુરમજદ રૂ, ઉન અને રેશમ પેદા નહીં કરતે, તો શું થતે?

**જ**—આપણને જે સારાં સારાં કપડાં પેહરવાનાં મલેછે તે નહીં મલતે અને આશાએશને માટે ગોદરાં, તકીઆ, ચાદર વગેરે કંઇજ નહી હોતે અને આપણને તાહાડ તથા તડકાંથી ઘણું દુ:ખ ખમવું પડતે.



# પાઠ ૪થો.

## દાદાર અહુરમજદ વીશે.

### ભાગ ૪થો.

**સ**—દાદાર અહુરમજદે આપણે માટે બીજું શું શું પેદા કીધુંછે?

**જ**—ગાય, ઢોર, ઘોડા, બકરાં, ગેટાં અને ઉંટ વગેરે.

**સ**—ગાય, ઢોર, ઘોડા, ઉંટ અને બકરાંને આપણાં ધરમને લગતાં પુસતકોમાં શું કેહછે?

**જ**—ગોશપંદા.

**સ**—ગોસપંદાથી આપણને શું શું ફાયદા થાયછે?

**જ**—ગાય ઢોરનાં દુધમાંથી દહી, માખન, મલાહી, અને ઘીઈ બનેછે તે આપણે દરરોજ ખાઇએ છીએ તથા દુધ ચાહેમાં નાંમીએ છઇએ અને કશટર તથા બીજી ચીજો તથા લેહઝટદાર પકવાનો બનાવવામાં લઇએ છઇએ.

**સ**—દાદાર અહુરમજદે ઘોડા અને ઉંઠો શામાટે પેદા કીધાંછે?

**જ**—જંગલો તથા ઉજડ જગાઓમાં મુસાફરી કરવાને અને બોજો ઉંચકવાને માટે ઉંઠ, તથા શેહરમાં ફરવું હોય ત્યારે બગી, ફાઇટન, શીગરાંમ અને બરૂમમાં જોડવા તથા સવારી કરવાને માટે તથા લડાયક સીપાઇઓને માટે ઘોડા પેદા કીધાછે.

સ—ગાય તથા બકરાંથી આપણને બીજો શું ફાયદો થાયછે?

જ—આપણાં શરીરની પવીતરાઇ રાખવાને માટે નીરંગ મલેછે.

સ—શું નીરંગ ચોપડેઆથી આપણાં શરીરની પવીતરાઇ જલવાયછે?

જ—હાજી.

સ—તેહની સાબેતી શું?

જ—આપણા ધરમમાં નીરંગના ફાયદા વીશે ઘણું લખેલુંછે.

સ—નીરંગ વીશે આપણા ધરમનાં કીહાં પુસતકમાં લખેલુંછે?

જ—"વંદીદાદ" નામનાં "નુસક"માં.

સ—"નુસક" એટલે શું?

જ—આકાશી કેતાબ અથવા ચોપડી.

સ—વંદીદાદને અવસતામાં શું કેહછે?

જ—"વી-દેવ-દાત" તથા પેહલવીમાં "વીદ-દેવ-દાદ" અને પાજંદમાં વંદીદાદ.

સ—"વી-દેવ-દાત" એટલે શું?

જ—દેવો અથવા બદીથી દુર રેહવાનો કાયદો.

સ—દેવો અથવા બદીથી દુર રેહવું એટલે શું?

જ—નેકીથી ચાલવું, જેમકે આપણાં માએ, બાપ, મેહતાજી, માસતર તથા બીજાં બુજોરગોની તાબેદારી કરવી, તેઓના હોકમ પરમાણે ચાલવું, તેઓને દુખ નહી દેવું, હંમેશાં સાચું બોલવું, કોઇ સાથે કજીઓ

કરવો નહીં, કોઇને કંઇ દુખ દેવું નહીં, કોઇનો માલ અને પઇસાપર નજર બગાડવી નહીં, આતશની જાલવાણી કરવી, તે ઉપર સુકાં લાકડાં અને સુખડલોબાંન બાલવું, તેપર પાણી રેડવું નહીં, પાણી તથા ખોરાકને બગાડવું નહીં, તેને અજીઠ વટાલ કરીને બગાડો કરવો નહીં, હંમેશાં જંદ અવસતાના કલામો ભણવા, વીદીઆ અને હુંનરો શીખવા પાછલ પકું ધેઆન આપીને શીખવું, હરવખતે ઉદીયોગ અને મેહનત કરવી, કોઇબી કામમાં આલસાઇ કરવી નહીં, હંમેશાં નાહી ધોઇને આપણાં શરીરને ચોખું રાખવું તથા ગલીચી દુર કરવી, આપણાં પેહરવાનાં કપડાં તથા આપાણા ઘરમાંનો શામન તથા બીજી સરવે ચીજોને સાફ રાખવી, જમતી વખતે, વારા પીસાબની વખતે તથા હરેક ઘેહમાં હાથ મોહડું ધોઇ કુસતી કરીને પાક ખોદાતાલાને મનમાં યાદ કરતાં રેહવું, દીનદાર અને પવીતર માણસોને માન આપવું, વીદવાન લોકો સાથે દોસતી રાખવી, અને ગુમરાહ તથા લોભી માણસોને ધીકારીને તેઓથી સદા દુર રેહવું, વગેરે, વગેરે.

**સ**—દાદાર અહુરમજદે આપણને ખાવા માટે બીજુંબી કાંઇ પેદા કીધુછે?

**જ**—હાજી.

**સ**—તેનું નામ દેઓ?

**જ**—માછલીઓ.

**સ**—આપણે માછલીઓને શું કરીએ છીએ?

જ—તલીને તથા શાહાસ અને પાતીઓ કરીને ખાઇએ છઇએ.

સ—તેહમાંથી થોડીક માછલીઓનાં નાંમ દેઓ?

જ—રાંમશ, ભીંગ, ગોલ, છમીણા, હલવા, બોઇ, માડલીઆં, બુમલા, કોલમી તથા લેવટા વગેરે.

સ—એ સઘલું કાંહથી આવેછે?

જ—દરીઆમાંથી માછી લોકો જાલ નાખીને પકડી લાવેછે અને બજારમાં લાવીને વેચેછે. અને બીજાં ગાંમો જાંહાં દરીઆ નહીં હોય તાંહ દાદાર અહુરમજદે નદીઓ તથા તલાવ પેદા કીધાંછે તેહમાંથી માછલીઓ મલેછે.



## પાઠ પાંચમો.

## દાદાર અહુરમજદ વીશે.



### ભાગ ૫ મો.

સ—દાદાર અહુરમજદે આપણાં સુખને માટે બીજું શું શું પેદા કીધું છે?

જ—સાગ, સીસમ તથા કીમતી લાકડાંનાં ઝાડો.

સ—આપણા ધરમમાં ઝાડોને શું કેહછે?

જ—ઓરવર.

સ—ઓરવરને આપણે શું કરીએ છઇએ?

જ—તેહનાં લાકડાં કાપીને તેના ઠાંમલા બનાવીને તથા પાટીઆં વેહરી કાહડીને આપણને રેહવાના સુંદર

ઘેરો, હવેલીઓ તથા બંગલા વગેરે બાંધવામાં કામે લગાડીએ છઇએ.

**સ**—ઓરવરોથી આપણને બીજા શું શું ફાયદા થાયછે?

**જ**—તેહનાં લાકડાંમાંથી ઘરસંણગારનો સુંદર સાંમાન બને છે, જેમકે ખુરશીઓ, કબટો, ટેબલ, કોચ, ઘોડીઆ, કપડાં ઓલવવાની ખુંટીઓ, રાગની પેટીઓ, પીયાનોફોરટ, ફીડલ વગેરે રાગ રંગની ગમત મેલવવાની ચીજો તથા પેતી અને પેટારા વગેરે. બાકી ઘણી જાતનાં ઓરવરોનાં લાકડાં રાંધવાને સારૂ બાલીએ છઇએ.

**સ**—સાગ અને સીસમનાં ઝાડો કાંહાં ઉગેછે?

**જ**—જંગલોમાં.

**સ**—દાદાર અહુરમજદે આપણે માટે બીજું શું પેદા કીધુંછે?

**જ**—ડુંગરો, પહાડો, અને જાત જાતની ધાતુની ખાંણો.

**સ**—આપણા ધરમમાં પાહડોને શું કેહછે?

**જ**—"ગધરીય."

**સ**—તેઓથી આપણને શું મળેછે?

**જ**—ડુંગરો તથા પાહડોમાંથી પથરો ખોડીને ઘરો તથા બંગળા બાંધવાના કામમાં વાપરીએ છઇએ.

**સ**—એ શીવાય બીજા શું ફાયદાછે?

**જ**—કેટલાએક પાહડોમાંથી મીઠાં પાંણીની નદીઓ વેહછે.

સ—આપાણા ધરમમાં ધાતુઓને શું કેહછે?

જ—અઇચોક્ષસત.

સ—થોડીએક અઇચોક્ષસતનાં નાંમ દેઓ?

જ—શોનું, રૂપું, લોઢું, તરાંબું, પીત્તલ, કલાઈ, જસત, વગેરે.

સ—અઇચોક્ષસતથી આપાણને શું શું ફાયદા થાયછે?

જ—શોનાંમાંથી શોની લોકો આપણે માટે વીતીઓ ઘડેછે અને બચાંઓની હારડી, બઇરાંઓની બાંગરી, સાંકલી તથા કાનમાં પેહરવાનાં એરીંગો વગેરે ઘરેણાં બનેછે તથા શોનાંના ચલની શીકા બનેછે.

સ—થોડાક શીકાઓનાં નાંમ દેઓ?

જ—પાઊંડ, ગીની અને કરાઉન.

સ—રૂપાંનું શું બનેછે?

જ—જાત જાતનાં શોભાયમાન વાસણો, રૂપીઆ, અડધા રૂપીઆ તથા ચવલી-પાવલીઓ વગેરે.

સ—તાંબા પીત્તલથી આપાણને શું શું ફાયદા થાય છે?

જ—તેમાંથી કંસારા લોકો આપણે માટે રાંધવાનાં વાસણો, અને હાંદા તથા કલશીઆ વગેરે બનાવે છે અને તાંબાંનાં દોહોડીઆં, ઢબુઓ તથા અરધીઓ બને છે.

સ—રૂપીઆ, અડધા, દોહડીઆં સઉ કાંહાં બને છે?

જ—ટંકશાલમાં.

**સ**—ટંકશાલ કાંહાં છે?

**જ**—એક મુંબઈનાં કોટમાં **અને** બીજી કલકતામાં.

**સ**—ટંકશાલ એટલે શું?

**જ**—સીક્કા બનાવાનું સરકારી કારખાણું.

**સ**—લોઢાંથી આપણને શું શું ફાયદા થાય છે?

**જ**—એક તો આપણાં ઘરમાં દરરોજ વાપરવાને વાસતે છરીઓ તથા કપડાં વેતરવાની કાતરો બને છે અને બીજું તો કોહડાલી, પાવરા વગેરે ખેતીવાડીનાં હથીઆરો બનેછે તે વડે ખેડુત લોકો જમીન ખેડીને આપણે માટે તરેહવાર **અનાજ**, ફળ, ફલાદી વગેરે પાકવેછે. અને તરીજું તો વાંસલા, છીની, હથોડા, વીંધાણાં, કરવનો વગેરે ઘેર બાંધવાનાં હથીઆરો બનેછે.

**સ**—લોઢું બીજાં શું શું કામમાં ઉપયોગી છે?

**જ**—આપણે જે રેલવેની ગાડીઓમાં હમેશાં જડપથી મુસાફરી કરીએ છઇએ તેહનાં પાટા, ઈનજીનો વગેરે પુશકળ સાંમાન બનેછે. તથા લડાઇનાં વહાંણો બંધાય છે.

**સ**—બીજાં શું કામમાં આવે છે?

**જ**—તલવાર, ભાલા, બરછી **અને** બંદુકો **તથા** તોપ તથા તેના ગોળા વગેરે લડાઈનાં સઘલાં હથીઆરો લોઢાંનાં બનેછે.

**સ**—તારે આપાણાં સુખને માટે દાદાર **અહુરમજદે** આ સઘલું પેદા કીધું છે તેના બદલામાં તે સાહેબનો ઉપકાર આપાણ માણસોએ કેહવી રીતે વાલવો **જોઇએ?**

**જ**—દરરોજ સહવારનાં પોહરમાં ઘોલીઆપરથી

ઉઠતાંના વારમાં અને જમતી વખતે તથા રાતે સુતી વખતે તે કીરતારની દરઘાહમાં આપણું સર ખાકમાં નાખીને તથા પાક અવસતાના કલાંમો ભણીને તેહનો ઉપકાર વાલવો જોઇએછે અને પછી આપણી ગુજરાતી ભાશામાં ભારી અરજ ગુજારી કરીને આપણી ઉપર હેવીજ રીતની મેહેરબાંની અને બખશેશ આપણાં મોહતની છેલ્લી ઘડી સુધી કાયમ રાખવાને માંગી લેવું જોઇએછે.

**સ**—દરરોજ ઘોલીઆપરથી ઉઠતાંના વારમાં આપણને શું અવસતા યાદ કરવા જોઇએ છે?

**જ**—"અહુરમજદ ખોદાએ" તથા "જસમે અવંઘે મજદ" નામની બંદગીઓ ભણીને કુસતી કરવી અને પછી નીરંગ લઇને તરાણ વખત "શેકસતે શેહુતાંન" નામની નીરંગ ભણીને પછી સરોશ બાજ ભણવી.



## પાઠ ૬ ઠો.

## દાદાર અહુરમજદ વીશે.



### ભાગ ૬ઠો.

**સ**—આપણે દરરોજ જમતી વખતે દાદાર અહુરમજદનો ઉપકાર શું શું અવસતા ભણીને વાલવો જોઇએછે?

**જ—બનામે ઈઅજદ બખશાયનદેહ બખશાયશગર મેહેરબાંન અહુરેમ મજદાંમચે ગાંમચા, અશેમચા દાદ, અપસચા દાદ, ઓરૂઅરાફ્રિસમા વંઘોહીશ, રૂચાઓરચા દાદ, ખુમીમચા, વીસપાચા વોહુ. અશેમ વોહુ (૩).**

**સ**—એ પરમાણે બાજ ધરવાની અસલ મતલબ શું છે તે તમે સહમજેઆ?

**જ**—હાજી.

**સ**—તે કેમ?

**જ**—એ વીશે ઉપરના પાઠામાં શીખયાથી.

**સ**—જમવાની બાજનો અરથ શું?

**જ**—"ખોદાતાલા જે બખશનાર, બખશાવનાર અને મેહરબાંન છે તેહનાં નામથી. આ જગો પર અહુરમજદને આરાધું છું કે જેણે ગોશપંદો અને અશોઈ એટલે પાકી પવીતરાઈ પેદા કીધી છે. પાણી અને ઝાડો પેદા કીધાંછે. ભલી રોશની તથા જમીનની સઘલી નેઆંમતો (આપણે સારૂ) પેદા કીધી છે.

**સ**—પછી જમી રહીને આપણે શું શું અવસતા ભણવા જોઈએ?

**જ**—અશેમ વોહુ (૪). ઈઅથા અહુ વેરીઓ (૨). અશેમ વોહુ (૧). અહમાએ રસચ—હજંઘરેમ—જસમે—કેરફે મોજદ. એટલું ભણીને દાદાર અહુરમજદનો ઉપકાર વાલવો જોઈએ છે.

સ—અગરજો એ પરમાણે આપણે નહીં ચાલીએ તો શું શું નુકશાંન પોંહચે?

જ—આપણે અહુરમજદ ખોદાના ગુનેહગાર થઇએ અને તે સાહેબની તરફ બેવફા ગણાઇએ એટલુંજ નહીં પણ ગુજરવા પછી આપણાં રવાનને પેલી જેહાંનમાં મોટી શરમીંદગી પોંહચે અને ફરેશતાઓ લેઆંનત નાંખે.

---

## પાઠ ૭ મો.

## અમશાસ્પંદનો અરથ.

સ—આપણા જંદ અવસતામાં સઉથી મોટા ફરેશતાઓનું નામ શું છે?

જ—"અમેષે–સપેંત."

સ—"અમેષે–સપેંત" ને આપણે કીહાં નામથી ઓળખીએ છીએ?

જ—અમશાસપંદ.

સ—"અમેષે–સપેંત" નો અરથ શું?

જ—"અમેષે" એટલે અમરગ અથવા કદી મરે નહીં તેહવું, અને "સપેંત" એટલે બુજોરગ અથવા વરધી કરનાર.

સ—તારે અમશાશપંદનો એકંદર અરથ શું થયો?

જ—અમરગ વરધી કરનાર.

## પાઠ ૮ મો.

## અમશાસપંદો વીશે.

### ભાગ ૧ લો.

સ—અમશાસપંદો તે કોણ છે?

જ—પાક ખોદાતાલાની માહા બળવાન શકતીઓ.

સ—સાતે* અમશાસપંદોનાં નામ દઓ?

જ—૧. અહુરમજદ. ૨. બેહમન. ૩. અરદીબેહેસત. ૪. શેહરેવર. ૫. સપંદારમદ. ૬. ખોરદાદ. અને ૭. અમરદાદ.

## પાઠ ૯ મો.

## અમશાસપંદો વીશે.

### ભાગ ૨ જો

સ—અહુરમજદ શાની ઉપર *મવકલ છે?

જ—કુદરતે સરૂશટી તથા માણસોની પેદાએશ ઉપર.

જ—બેહેમન અમશાશપંદને અવસતામાં શું કેહ છે?

જ—"વોહુ-મનો" અથવા "વંઘુ-મનંઘહે."

* સરોશ અને ફરવરદીન યસતમાં સાત અમશાસપંદોનું વરણન કીધેલું છે.

* મવકલ એટલે વડો અથવા સરદાર.

**સ**—"વોહુ-મનો' એટલે શું?

**જ**—નેક અક્કલ અથવા ભલું મન.

**સ**—બહમન અમશાસપંદ શાની ઉપર મવકલછે?

**જ**—આપણને સારી અક્કલ તથા વીદયા આપવા ઉપર તથા ગોશપંદો ઉપર.

**સ**—અરદીબેહેસત અમશાસપંદને અવસતામાં શું કેહ છે?

**જ**—"અષ-વહીસત."

**સ**—"અષ-વહીસત" એટલે શું?

**જ**—"અતી ઉત્તમ સચાઈ," "બુલંદ સવાબ" અને સંપુરણ પવીતરાઇનો માલેક.

**સ**—અરદીબેહેસત અમશાસપંદ શાની ઉપર મવ-કલ છે?

**જ**—બેહેશતની ઉપર તથા આતશ ઉપર અને રોશની તથા ગરમી ઉપર, અને માણસ જાતનાં ભલાં તથા બુરાં કામ-કરતુકો ઉપર.

**સ**—શેહરેવર અમશાસપંદને અવસતામાં શું કેહછે?

**જ**—"ખશથ્ર-વેરીઅ."

**સ**—"ખશથ્ર-વેરીઅ" નો અરથ શું?

**જ**—પાદશાહી તથા હકુમતની ખાહેશનો.

**સ**—શેહરેવર અમશાસપંદ શાની ઉપર મવકલછે?

**જ**—દયાલુ તથા અદલ પાદશાહો ઉપર તથા પર-હેજગાર માણસોની સંભાલ ઉપર અને પાહડો તથા ધાતુની ખાંણો ઉપર.



# પાઠ ૧૭ મો.

## અમશાસપંદો વીશે.



### ભાગ ૩ જો.

**સ**—સપંદારમદ અમશાસપંદને અવસતામાં શુ કેહ છે?

**જ**—"સપેંત-આરમઈતી."

**સ**—સપેંત-આરમઈતી" એટલે શું?

**જ**—પાક તાબેદારી, નેક ઈમાનદારી, પરહેજગારી તથા દાનાઈ.

**સ**—દાનાઈ એટલે શું?

**જ**—સઉથી સરસ કામો કરવાની શકતી, સહુમજ અને ચતુરાઇ.

**સ**—સપંદારમદ અમશાસપંદ શાની ઉપર મવકલ છે?

**જ**—પરહેજગારી ઉપર તથા પરૂથવીની જમીન ઉપર અને ખેતીવાડીનાં કામોને પુશટી આપવા ઉપર.

**સ**—ખોરદાદ અમશાસપંદને અવસતામાં શું કેહ છે?

**જ**—"હુરવતાત."

**સ**—હુરવતાતનો અરથ શું?

**જ**—ભરપુરી અને આબાદાંની ચલાવનાર.

**સ**—ખોરદાદ અમશાસપંદ શાની ઉપર મવકલછે?

**જ**—પાંણી ઉપર, તથા મીનીટ, કલાકો, દહાડા, મહીના અને વરસો તથા અગણીત જમાના ઉપર.

**સ**—અમરદાદ અમશાસપંદને અવસતામાં શું કેહછે?

**જ**—"અમેરેતાત."

**સ**—અમેરેતાતનો અરથ શું?

**જ**—તનદરૂશતી અને અમરગી.

**સ**—અમરદાદ અમશાસપંદ શાની ઉપર મવકલછે?

**જ**—અનાજ, મેવો, ફલ, ભાજીપાલો, તરકારી અને ઘાંસ ચારા વગેરે સઘલી નેઆંમતોનાં ઝાડો ઉપર અને પરાંણીઓને સુખ શાંતીમાં રાખવા ઉપર.

## પાઠ ૧૧મો

## ઈઅજદો વીશે.

### ભાગ ૧લો.

**સ**—અમશાસપંદોથી ઉતરતા ફરેશતાઓનું નામ શુંછે?

**જ**—ઇઅજત અથવા ઇઅજદ.

**સ**—ઇઅજદનો અરથ શું?

**જ**—સતુતી અને વખાંણ તથા નેઆએશ કરવાને લાએકનો.

**સ**—ઇઅજદો કેટલાછે?

**જ**—૨૩.

સ—તેઓનાં નાંમ દેઓ

જ—દેપઆદર. આદર. આવાં. ખોરશેદ. મોહોર. તીર. ગોશ. દેપમેહેર. મેહેર. સરોશ. રશનું. ફરવરદીન બેહેરાંમ. રાંમ. ગોઆદ. દેપદીન. દીન. અરશીસવંગ. આસતાદ. આસમાન. જમીઆદ. મારેસપંદ. અનેરાં.

સ—તારે ૭ અમશાસપંદો અને ૨૩ ઇઅજદો મળીને કેટલા થયા?

જ—જુમલે ૩૦ થયા.

સ—એ ૩૦ ફરેશતાઓને આપણે કેહવી રીતે ઓલખીએ છઇએ?

જ—રોજનાં નાંમથી.

સ- રોજ એટલે શું?

જ—એક મહીનાના ૩૦ દહાડાછે અને દરેક દહાડા ઉપર દરેક ફરેશતો ઉપરીછે તેથી તેને આપણે રોજનાં નામથી ઓલખીએ છઇએ, જેમકે હોરમજદ રોજ, બેહેરાંમ રોજ વગેરે.

સ—એ ૩૦ શીવાય બીજા કીહા કીહા ફરેશતાછે?

જ—૧ હોમ યજદ. ૨ વનંત ઇજદ. ૩ દહંમ ઇજદ. ૪ નેરીઓસંગ ઇજદ. ૫ બેરજો ઇજદ અને ૬ પારંદી ઇજદ

સ—બેરજો ઇજદ શાની ઉપર મવકલછે?

જ—બદરીઓને નુર અને ખુબસુરતી આપવા ઉપર.

સ—એ શીવાય અવસતામાં બીજાબી ફરેશતાઓ વીશે લખેલુંછે?

**જ**—હાજી. બીજાબી ઘણા ફરેશતાછે.

**સ**—તેમાંના થોડાકનાં નાંમ દેઓ?

**જ**—સાવંઘ તથા વીસ અને એ વગેરે બીજા પુરાકલછે.



## પાઠ ૧૨મો.

## ઇઅજદા વીશે.



### ભાગ ૨જો.

**સ**—આપણને ફરેશતાઓની આરાધાણા અને વખાણ કરવાનો હોકમછે તેનું કારણ શું?

**જ**—કારણકે તે ફરેશતાઓ આપણને હર વખતે મદદ કરેછે, આપણી સંભાલ લેછે, આપણું દુઃખ દફે કરેછે અને આપણાં સુખ તથા સગવડને માટે તેઓ રાત દહાડો પોતાનું ઠેડવેલું કાંમ કરેઆ જાયછે.

**સ**—એ વીશે અવસતામાં કાંઇ સાબેતી છે?

**જ**—હાજી, હોરમજદ યસતમાં ફરમાવીઉં છે કે હોરમજદની બંદગી કીધાથી તે સાહેબ દરરોજ રાત અને દીવસે આપણી હરેક રીતે મદદ કરેછે.

**સ**—અરદીબેહેસત અમશાસપંદ આપણને શું ફાએદા કરેછે?

**જ**—તે આપણી મુશકેલી અને દુખ-દરદોને ટાલેછે.

**સ**—આવાં યજદની શું મદદ છે?

**જ**—તે છોકરૂં જણતી વખતે કસતાતી બાઇરીને આસાંનીથી જાણવાનું પાર પાડે છે, અને જે મોરાદ આપણાં મનમાં ચાહીએ ને જો તે નેક હોએ તો આપણને બખશેછે.

**સ**—તેહની સાબેતી શું ?

**જ**—એ વીશે ઇજશનેના ૬૩મા હામાં લખેલું છે.

**સ**—સરોશ ઇજદ આપણે માટે શું કરેછે ?

**જ**—તે દરરોજ દેવોના હુમલામાંથી આપણો બચાવ કરેછે અને રાતના આપણે હુંગાઇએ છઇએ તારે તે આપણી પાસબાંની કરેછે, કે જેહને લીધે દુનીઆં પેદા થઇછે તાહારથી કોઇ વખતેબી તે પોતે હુંગાયો નથી.

**સ**—તેહની સાબેતી શું ?

**જ**—તે વીશે ઇજશનેમાં તથા હાદોખત નુશકમાં લખેલું છે.

**સ**—બેહેરાંમ ઇઅજદ વીશે તમો કાંઇ જાણોછો ?

**જ**—હાજી, બેહેરાંમ ઇઅજદ પાહડો ઉપર તથા બીયાબાંન જંગલો અને ભર દરીઆમાં મુસાફરી કરનારા લોકોની સંભાલ રાખેછે અને તેઓનો આડે રસને જવાથી બંચાવ કરેછે.

**સ**—બેહેરાંમ યજદે જરથોસતને શું શું મદદો કીધી હતી ?

**જ**—જરથોસતને જુલમગાર લોકોના હાથથી મરી જતો ઘણીવાર તેણે બચાવેઓ હતો.

**સ**—બીજી શું શું મદદ કીધી હતી ?

**જ**—તેહને કેટલીએક માંગેલી મુરાદો બખશી હતી.

**સ**—એ વીશે અવસતામાં કાંઇ સાબેતી છે ?

**જ**—હાજી, બેહરાંમ યસતના ૧૧, ૧૨ તથા ૧૩માં કરદામાં.

**સ**—ફરેસતાઓ હંમેશાં વધારે કોણની મદદ પોંહચેછે ?

**જ**—નેક અને પરહેઝગાર માણસોની.

# પાઠ ૧૩મો.

## મજદયસની દીન વીશે.



### ભાગ ૧લો.

**સ**—આપણે જરથોસતી કેહવાઇએચ તેનું કારણ શું?

**જ**—કારણકે આપણે જરથોસતના હોકમોને માંનીએ છીએ.

**સ**—જરથોસતના હોકંમો શામાં છે?

**જ**—જરથોસતી દીનમાં.

**સ**—આપાણી જરથોસતી દીનનું અસલ નાંમ શું?

**જ**—'દએને-મજદ-યસની.'

**સ**—'દએને-મજદ-યસની'નો અરથ શું?

**જ**—એક ખોદાને માંનવાનો ધરમ.

**સ**—મજદ-યસની દીન એ શું છે?

**જ**—પાક ખોદાતાલાએ સરૂશટીને પેદા કીધી તેહની અગાઉ, તેહને ચલાવવાને તે સાહેબે બાંધેલો કાએદો.

**સ**—ખોદાતાલાના બાંધેલા કાયદાને અવસતામાં બીજાં કીહા નામથી બોલખેછે?

**જ**—'અહુનવર' અથવા ઇઅથા અહુ વેરીઓ.

**સ**—ઇઅથા અહુ વેરીઓનો અરથ શું?

**જ**—બેખલા એક નીર આકાર અને અપાર શકતીવાંન સાહેબની ખાહેશ અથવા મરજી મુજબનું જ્ઞાન.

સ—હેને ગુજરાતીમાં શું કેહછે?

જ—ઇશાવર-ઇછા ગ્નાન.

સ—ઇશાવર-ઇછા ગ્નાનનું અવસતામાં બીજું નાંમ શું છે?

જ—'અહુર દકએશ.'

સ—આપાણાં ધરમ પુસતકો કહી ભાશામાં લખાએલાં છે?

જ—માંથર-વાંણીમાં.

સ—માંથર-વાંણી એટલે શું?

જ—"ઇશાવર-ઇછા ગ્નાન શબદ."

સ—દાદાર અહુરમજદે માંથર-વાંણી સઉથી પેહલાં કોણને શીખવી હતી?

જ—મીનોઇ જેહાંનના અમશાસપંદો તથા યજદોને.

સ—મીનોઇ જેહાંન શાને કેહછે?

જ—આકાશી દુનીઆં કે જેહાં ફરેશતાવો તથા ગુજરેલાં નેક માણસોનું રેહઠાંણછે તેહને અને તે ગેબી તથા અપાર સુખચેન ભરેલીછે.

---

## પાઠ ૧૪મો

## મજદયસની દીન વીશે.

---

### ભાગ ૧લો.

સ—આ દુનીઆંમા સઉથી પેહલાં માંથ્ર-વાંણી કોણ શીખીઊં હતું?

જ—ગઇઓમરદ.

સ—ગઇઓમરદ કોણ હતો?

જ—ઇરાંન દેશનો ૧લો પાદશાહ કે જેહને દુની-આંના બીજા લોકો બાવા આદમને નામેબી ઓલખેછે.

સ—ગઇઓમરદને અવસતામાં શું કેહછે?

જ—'ગઇએ મરતન.'

સ—તારે શું સઉથી પેહલાં મજદયસ્ની દીનથી ગઇઓમરદ વાકેફ થયો હતો?

જ—હાજી. એ વીશે અવસતામાં ખોહ્લી ગુવાહી આવેલીછે.

સ—ગઇઓમરદના વખત પછી મજદયસની ધરમ કોણ શીખેઉં હતું?

જ—હોસંગ, તેહમુરસ્પ, જમશેદ, ફરેદુન અને મીનોચેહેર.

સ—તેહની પછી કીહા કીહા પાદશાહોએ ધરમ કબુલ કીધો હતો?

જ—કએ કીઆવખશ, કએ કાઉશ, કએ ખુશરૂ, કએ લોહરાસ્પ તથા કએ ગુશતાસ્પ વગેરે.

સ—'કએ'નો અરથ શું?

જ—કેઆંની.

સ—એ સઘળાઓએ શું શું કાંમો કીધાં હતાં?

જ—તેઓ પાદશાહીબી કરતા હતા અને વલી દુનીઆંના લોકોને દીનની રેહનુંમાઇ કરીને નેકી તથા નીતીના પવીતર કાયદાઓ સહમજાવીને સારે રસ્તે ચાલાવતા હતા. એટલુંજ નહીં પણ બદકાર અને ગુનેહગાર લોકોને સખત સજાએ પોંહચાડતા હતા.

સ—તે સઘળા પાદશાહોને દીન કોણે શીખવી હતી?

જ—ઇઅજદો તથા અમશાસપંદોએ.

સ—તેહની સાબેતી શું?

જ—એ વીશે અવસતામાં ખોલ્લા ઇસારાછે.

સ—કએ ખુશરૂને અવસતામાં શું કેહછે?

જ—'કવ-હુસરવ.'

સ—ગોશતાસપનું અવસતામાં શું નાંમ આવેલુંછે.

જ—'કએ-વીસતાસપ.'

## પાઠ ૧૫મો.

## જરથોસત પેગમબર વીશે.

### ભાગ ૧લો.

સ—જરથોસત કોણ હતો?

જ—આખી દુનીઆંમાં એક સઉથી મોટો પેગમબર હતો.

સ—પેગમબર એટલે શું?

જ—પેગમબર એટલે ખોદાતાલાના હોકમો અને કાયદા સહમજાવનાર.

સ—જરથોસતે આપણને ખોદાઇ કાયદા સહમજાવેઆછે કે?

જ—હા બેશક.

સ—ઉપરના પાઠમાં તમો શીખી ગયા કે ખોદાઇ કાયદાતો જરથોસતની અગાઉથી ઘણા પેગમબરોએ લોકોને શીખવેઆ હતા તારે જરથોસતને સઉથી મોટો પેગમબર ગણવાનું કારણ શું?

જ—જરથોસતની અગાઉના પેગમબરોતો રાજપાટ વગેરે દુનીઆંદારીનો કારોબારખી ચલાવતા હતા અને ફરેસતાઓની બસારતથીજ ધરમનું જ્ઞાન મેળવતા હતા તેથી તેઓએ જરથોસતની પેઠે તમાંમ આઘાહી મેળવી ન હતી પણ આપણા સપેંતમાંન જરથોસતે તો ખુદ દાદાર અહુરમજદની દરઘાહમાં પોંહચીને સવાલ જવાબો કીધા હતા તેથી તેણે તમાંમ આઘાહી મેળવીને એલમોના ભેદને ઉંડાણથી પીછાનેઆ અને સંપુરણ અક્કલ શીખેઓ કે જેહનાં બળથી તેણે પોતાના વખતમાં તમાંમ માહભારત વીદવાંનોની ઉપર પુરતી ફત્તેહ મેળવીને તેઓની મારફતે આખી દુનીઆંમાંથી બુત પરસ્તી તથા જુલમાતને અને દેવ દેહડાંની માંણતાના ખોટા વેહમોને જડ મુલથી ઉખેડીને તારાજ કરી નાખેઆં હતાં તથા દેશો દેશ કેળવાણી અને વીદયા-હુંનરોનો મોટો ફેલાવો કરાવેઓ તેથી તેહને સઉથી મોટા પેગમબરનો દરજજો મળેઓછે.

સ—હેની સાબેતી શું?

જ—એ વીશે અવસતામાં તથા **દસાતીર** અને બીજા કેટલાએક મુસલમાન અને ખરીસટી વીદવાનોની કેતાબોમાં લખેલુંછે.

સ—આપણા પેગમબર સાહેબે આપણને શું શું કાયદાઓ સહમજાવેઆ છે?

જ—કે આપણે હમેશાં દાદાર અહુરમજદની બંદગી કરવી અને આપણી જીંદગીનો સઘળો વીશાવાસ તેહનીજ ઉપર રાખવો અને આતશ ઉપર સુકાં લાકડાં તથા ખુશબોઇ શીવાય બીજું કાંઇબી બાલવું નહીં અને હમેશાં આપણાં મનને સારા વીચારોમાં રોકેલું

રાખવું તથા તંનને સારી પેઠ સાફસુફ અને મજબુત રાખવું અને બુત પરશતીનો મોટો ધીક્કાર કરવો.

સ—બુત પરસતી એટલે શું?

જ—દેવ દેહડાંની તથા પથરનાં પુતલાંની માનતા કરવી તે.

## પાઠ ૧૯મો.

## જરથોસત પેગમબર વીશે.

### ભાગ ૨જો.

સ—ખરાબ મારગે ચાલે તેઓનું નામ શું?

જ—દેવ-યસ્ન.

સ—દેવ-યસ્નનો અરથ શું?

જ—દેવ દેહડાંને માનવું, જુઠ્ઠુ બોલવું, કોઇને ફરેબ દેવો, સારાં કાંમમાં ફરેબ રમીને ખલલ નાંખવી, હરાંમખોરી તથા ચોરી કરવી, હરાંમ ઇલીત તથા રંદી બાજી કરવી, કેફ કરવી, અને જાદુઇનો એલમ શીખવો, ઘણો દારૂ પીને છાકટા થવું, આપમતલબને ખાતર નીરદોશ પ્રાંણીઓને દુખ પોંહચાડવું, વગેરે.

સ—જાદુઇ એટલે શું?

જ—ખોદાના તરીકાથી ઉલટા મારગની બદ અકલ.

સ—આપણા પેગમબર સાહેબનો આપણને બીજો શું હોકમછે!

જ—કે આપણે સારી રીતે અંદાજાથી ખાઇ પીઇને આસુદા રેહવું અને સોજો ખોરાક ખાવો, ખાધા પીધાનો ઘણો લોભ નહીં રાખવો અને મેહનત કરવી તથા શરીરને શાંત અને જોરાવર રાખવું તથા આપણાં મનને હંમેશાં નીતીના મારગ ઉપર વાલવું.

**સ**—ઉપર કહયું કે ઘણું ખાવાની લાલચ નહીં રાખવી તેનું કારણ શું?

**જ**—કારણકે ઘણું ખાધાથી તનદરોશતી બગડેછે.

**સ**—નીતીને મારગ તે શું?

**જ**—હમેશાં સારાં કાંમને વીચાર કરવો, વીદઆ તથા હુંનરે શીખવા ઉપર સારી પેઠે ધેઆંન રાખીને ચંચલાઇમાં વધારે કરવો તથા કોઇબી વખતે આલસુ નહીં રેહવું તથા કોઇનેબી દુખ નહીં દેવું, કોઇને મોહડાંમાંથી ગાળ દેવી નહીં અથવા ભાંડ બોલે નહી બોલવા અને કોઈ બીજાનું ભલું થતું જોઇને આપણા મનમાં બલાપો કરવો નહીં, ઇત્યાદી.

**સ**—આપણા પેગંમબર સાહેબે મોટા શવાબનું આપણને શું કાંમ ફરમાવીઊંછે?

**જ**—પડતલ જમીન હોએ તેહમાં પાંણી શીપીને તથા અનાજ અને ફુલનાં ઝાડો રોપીને તેને ફળવંત કરવી.

**સ**—તેથી આપણને શું શું ફાયદા થાય?

**જ**—આપણને ખાવાને સારૂ પુશકળ અનાજ, તરકારી, કેળાં, નારંગી, વગેરે મેવો જમીનમાંથી ઉગી નીકળેછે.

**સ**—એ વીશેનું ફરમાન અવસતામાં કાંહછે?

**જ**—વંદીદાદની ૩જી પરગરદમાં.

**સ**—જરથોસતે આપણને બીજું શવાબનું કાંમ શું ફરમાવેલુંછે.

**જ**—ગાય, ઘોડા, ઊંઠ તથા બકરાઓનું પાલણ કરવું, તેઓની સંભાલ લેવી, અને તેઓને પુરતો ખોરાક આપવો.

**સ**—એ પરમાણે આપણને સારો મારગ કોણે દેખાડેઓછે ?

**જ**—આપણા નામદાર પેગંમબર જરથોસને.

## પાઠ ૧૭મો.
## પેગંબમર જરથોશત વીશે.

### ભાગ ૩જો.

**સ**—જરથોશત પેગમબરનો જનમ કીહાં દેશમાં થયો હતો ?

**જ**—ઇરાંન દેશમાં.

**સ**—જરથોસત ખોદાની દરઘાહથી દીન લાવેઓ તે વખતે કેટલાં વરસનો હતો ?

**જ**—૪૦ વરસનો.

**સ**—જરથોશત ગુજરી ગયો તે વખતે તેહની ઉમર શું હતી ?

**જ**—૭૫ વરસની.

**સ**—જરથોસતને ગુજરેઆને હમણાં કેટલાં વરશ થયાંછે ?

**જ**—એ વીશે કાંઇ ચોકશ નથી પણ યુરોપીઅન લોકોનાં મત પરમાંણે આસરે ત્રણથી ચાર હજાર વરસ થયાંછે.

**સ**—તારે આપણો પેગમબર જરથોશત કીહાં સાલમાં ગુજરી ગયો તે વીશે આપણને ચોકશ ખબર કેમ મળે ?

**જ**—અગરજો આપણેજ લોકો ઘણી સરખી મેહનત કરીને બારીકીથી શોધ ખોલ કરશું તો ચોકશ સને મળી શકે.

**સ**—જરથોસતે પોતાંની દીન સઉથી પેહલાં કોણને શીખવી હતી ?

જ—ઈરાંન દેશના શેહનશાહ ગુશતાસ્પને.
સ—શેહનશાહા એટલે કોણ?
જ—જે પાદશાહોની ઉપર સત્તા ચલાવે તે.
સ—શેહનશાહ ગુશતાસપ કીહાં શેહરમાં રેહતોહતો?
જ—બલખ શેહરમાં.
સ—બલખ શેહરને અવસતામાં શું કેહછે?
જ—'બાખધી.'
સ—યુરોપીઅન વીદવાનો બલખને શું કેહછે?
જ—બેકત્રીયા.
સ—એ વીશે અવસતામાં કાંઇ બયાંન કીધું છેકે?
જ—હાજી. વંદીદાદની ૧લી પરગરદમાં.

## પાઠ ૧૮મો.
## પેગમબર જરથોસત વીશે.

### ભાગ ૪થો.

સ—આપણા લોકોની બીજી ઓળખ શુંછે?
જ—'મજદયસ્ની જરથોસતી' લોકો.
સ—આપણી દીનનું અવસતામાં શું નામ છે?
જ—'મજદયસન જરથુસ્ત્રીયન.'
સ—'મજદયસન જરથુસ્ત્રીયન' એટલે શું?
જ—અહોરમજદના કાયદાને માંનવાની જરથોસતી દીન.
સ—જરથોશતને અવસતામાં શું કેહછે?
જ—'જરથુસ્ત્ર.'
સ—જરથોશતી દીનમાં રેહવાથી આપણને શું આશીરવાદ મળેછે?
જ—આ દુનીઆંમાં સુખ-ચેન અને ગુજરેઆ પછી બેહેસ્ત.

સ—બેહેસ્ત શાને કેહુછે?

જ—જાંહુ સઘલું સુખ અને આરાંમછે તે જગોને.

સ—તારે જરથોસત આ દુનીઆંમાં શા કારણથી આવેઓ હતો?

જ—દુનીઆંનાં લોકોને પાપમાંથી છોડવીને બેહુશતમાં જવાને માટે નેકીનો રસતો દેખાડવા.

સ—જરથોસતે પોતાની દીન ફેલાવેઆથી ઈરાંનના લોકોને શું શું ફાયદા થયા હતા?

જ—તેથી કરીને તે લોકો ખોદાની કુદરતને અતી ઘણી પીછાંનવા લાગા, અને સઉથી સરસ સુખો કેમ ભોગવવાં તે સહુમજવાને શકતીવાન થયા.

સ—જરથોસતી ધરમથી દુનીઆંનાં લોકોને બીજો શું ફાયદો થયો હતો?

જ—લોકો ઇનસાફ તથા છુટાપણાંને ચાહુવા લાગા તથા જુલમ જાસતી કરવાથી ડરવા લાગા.

સ—જરથોસત કેહવો માણસ હતો?

જ—જરથોસતની વખાંણ જેટલીબી કરીએ તેટલી થોડીછે, અને તેહની વખાંણ કોઇથી થઇ શકતી નથી.

સ—આસતામાં જરથોસતની શું તારીફ કીધેલીછે?

સ—ફરવરદીન યસતમાં લખેછે કે તેહના જેવો દુનીઆંમાં કોઇબી થયો નથી અને રસતાખેજ સુધીબી થશે નહીં. (તેહનું કારણ એકે) તે આખી દુનીઆંનાં માણસો કરતાં સઉથી સરસ વીદઆ શીખેઓ હતો અને તેહના જેવો પવીતર આખી દુનીઆંમાં કોઇ નથી અને તે ઘણોજ નુર અને ચમકાટ ધરાવનો હતો કારણકે તે ખોદાતાલાની બંદગી અને તાબેદારી ઘણી કરતો હતો.

---

સમાપ્ત.